# સુમનમાળા.



ગુજરાતી 'પેના સીરીઝ'

ત્રીજુ સુમન

સેંટનો રાજા

# ઓટો-દીલબહાર.

(રજીસ્ટર્ડ.)

દીલને આનંદ આપનારૂં, મનને પ્રફુલ્લીત કરનારૂં, અસંખ્ય ફુલના અર્કની સુગંધીઓથી ભરેલું સર્વોત્તમ સેંટ છે **ઓટો-દીલબહાર** સ્પીરીટ વગરનું હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે ફક્ત ચાર પાંચ ટીપાં રૂમાલ અથવા કપડા ઉપર છાંટવાથી એકદમ ખુશબો પસરવા માંડે છે અને વાપરનારને તેમજ તેની આસપાસનાઓને મીઠી દીલખુશ સુગંધીમાં મુકી દે છે બીજું કોઇપણ સેંટ અથવા અત્તર ખરીદતા પહેલાં **ઓટો-દીલબહાર** ખરીદી અને તેની અપૂર્વ સુગંધીનો એ વડી વિચાર કરો




**તા. ક.** ખરીદતી વખતે કોઇપણ વેપારી બીજું ભળતા નામનું ઓટો-સેંટ લેવાને કહે તો લેતા નહી પણ **ઓટો-દીલબહાર** આ નામ બરાબર વાંચીને સીલબંધ બાટલી ખરીદજો

**કીંમત નાની બાટલીના રૂ ૦—૮—૦**
**કીંમત વચલી " " રૂ ૦—૧૨—૦**
**કીંમત ગોળ ૦॥ ઔંસની રૂ ૨—૦—૦**

વી. પી. ખર્ચ ચાર આના

સુગંધી કાર્ડનો એક આનો અરજ કરવે મફત મોકલી આપવામાં આવશે

સોલ એજન્ટ

**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.**

જુમામસીદ **મુંબઈ.**

ઉપર લખેલો માલ મંગાવતી વખતે **'સુમનમાળા'**નો ઉલ્લેખ અવશ્ય કરશો.

કાર્ડસાઇજ ૪।×૩। કીંમત માત્ર રૂ.—૪)

ફોટોગ્રાફ પાડવાના

# છુપા કેમેરા.




ફોટોગ્રાફ પાડવાનુ દરેકને ઘેર બેઠા શીખવવામાં આવી-શકે છે તેની સાથે ગ્રાઉન્ડ ગ્લાસ. વ્યુ ફાઈન્ડર પ્લેટ. દવા શીખવાની માહીતી સાથે રુ—૪) પોસ્ટેજ દશ આના.,

---

કંઈ પણ ઇજા શીવાય વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

ફકત શરીરના વાળ કાઢવા માટેજ હીંદુસ્થાનમાં પ્રખ્યાત છે ત્રણ સાબુના બાકસ એકનો રુ—૧) પો જુદુ

**સી. સી. મહાજન ની કું૦**

૨૪૯—શેખમેમણ સ્ટ્રીટ મુબાઇ

ઉપર લખેલો માલ મગાવતી વખતે **'સુમનમાળા'**નો ઉલ્લેખ અવશ્ય કરશો.



ફૂલ તે કાંઈ ફૂલ ! વ્હાલાં ફૂલડાં પર દિલડૂલ.




પ્ર૦—હિમ્મતલાલ ડાહ્યાભાઈ દવે

માળા ૧ | આશ્વિન ૧૯૭૦ | સુમન ૩

# આવકાર.

આવો વ્હાલાં પ્રાણ' આવો ફૂલની લ્યો આ લ્હાણ;
આવો વ્હાલાં પ્રાણ' ફૂલ ઉજાસની લ્યો લ્હાણ;
આવો વ્હાલાં પ્રાણ' ફૂલ સુવાસની લ્યો લ્હાણ;
આવો વ્હાલાં પ્રાણ! ફૂલ કુમાશની લ્યો લ્હાણ;
આવો વ્હાલાં પ્રાણ' ફૂલ હળવાશની લ્યો લ્હાણ;
આવો વ્હાલાં પ્રાણ' દ્યો એક ફૂલ જીવનની લ્હાણ

—લલિત

---

# "સાકર પીરસણ."



(ગોળ મટોળ શર્મા)

**આ**જ કાલ સમાજ તરફ નજર નાખતાં વારવાર આપણને જણાય છે કે અંદર નવીન ફેરફારો હવે શરૂ થઈ ગયા છે એકવીસ વર્ષ પ્હેલા આપણે અનુભવેલુ હાલ ભાગ્યેજ જોવામા આવે છે અંતરની શુદ્ધિ કરતા બ્હારનો ભભકો વધ્યો છે પ્હેરવામા, ખાવામાં, પીવામા અને એવા અનેક વ્યવહારોમા સત્ય કરતા ડોળ વધારે જોવામા આવે છે એક પછી એક આવા દૃષ્ટાંતો સમાજમાં નજરે પડયા છે તે પાછા સમાજ આગળ મુકવા મ્હારો યત્ન છે

એમાનો ઘણોજ બ્હાર પડી ગએલો, (કહેવાતા, વિદ્વાન્ વર્ગમાં વધારે પ્રચલિત, ગામડાઓ કરતા શહેરોમા વધારે દૃષ્ટિગોચર થતો "સાકર પીરસણ" છે મ્હોડેથી આગ્રહ કરવા તથા મીઠુ બોલવુ, કે જે આગ્રહ અને મીઠા બોલ હૃદયને રૂચતા ન હોય પરતુ આવા મીઠા બોલાઓના શત્રુઓ હવે બ્હાર પડયા છે એમના શબ્દો એમનાજ મ્હોડામા પાછા નખાવી એમની એવી ખો ભૂલાવવા યત્ન તેઓ કરે છે મ્હારા એક મિત્રે પોતે કરેલો આવો યત્ન મ્હને જણાવ્યો છે અને ત્હેને હુ લગભગ એનાજ શબ્દોમાં નીચે ઉતારૂ છુ

× × × × × ×

"મ્હારા મામા રા **નીર**દરામ ઇન્દ્રમુખરામ મુબાઈમા ઓરિ-એન્ટલ ટ્રાન્સલેટરની ઓફિસમા નોકર છે મહિને દિવસે ત્રોઢસોનો પગાર મળે છે પરતુ મનના એવા મખ્ખીચૂસ છે કે કઈ કહેવાની વાતજ નહિ ત્હેમા છોકરાછૈયાં કઈ છે નહિ માત્ર 'હુતો' ને

---

‘હુતી’ એ જણાંજ. તો પણ એક પૈસો ખરચતાં એમનો જીવ કપાઇ જાય છે બી એ. સુધી અભ્યાસ કર્યા છતાં પણ આવી સાંકડી બુદ્ધિ કેમ રહી તે કહી શકાતુ નથી—પણ કઇ કેળવણી સ્વભાવને ફેરવી શકે છે ? એમની સાંકડી બુદ્ધિના એકાદ બે દાખલા નીચે આપી મ્હારી વાર્તા આગળ ચલાવીશ આ ઉપરથી ત્હમને ખ્યાલ આવશે કે આવા ભણેલાઓની નાના પેટની કેટલી હદ હોય છે

રા **પંચમુખરામ**, બી એ. કરીને એમના જેવાજ સ્વભાવના એક એમના મિત્ર હતા જે વખતે બી એ થયા તે વખતે ત્હેમણે કોન્વોકેશનમા પ્હેરવાને વાસ્તે યુનિવર્સીટી ગાઉન કરાવેલો હતો, તે કોન્વોકેશન થઇ રહ્યુ એટલે નકામો પડેલો હતો.

આ વાણીઆભાઇઓ ( જોકે એ નાગર હતા ) શુ કરે ! કોઇ એમના સગા કે ઓળખીતા ગાઉન લેવા આવે તો કહે કે નથી, અને બીજાઓને બે રૂપિયે ભાડે આપે અને એ બે રૂપિઆ આવે, તે એ બન્ને જણા વ્હેચી લે

એક વખતે—રાયને માન આપવાને ઇવ્હિનિગ પાર્ટી કરવામાં આવી હતી. મામા સાથે હુ પણ હતો. સારીરીતે ટેબલ ઉપરથી જમી છાનામાના પોતાના અદરના ગુજામા દ્રાક્ષ, કાજૂ, બદામો વિગેરે પોતે નાખી દીધા અને ઘેર ગયા પછી એમણે દાબડામા સતાડી રાખ્યા કે જેનો ઉપયોગ કોઇ દિવસ ઘેર જન્મતિથિ કે સવત્સરી આવી તે દિવસે દુધપાક કે શિખડમા નાખવામા કરવામા, આવ્યો હતો

એક વખતે મ્હારાં મામી **મુંબાઇથી સુરત** આવેલાં અને તેથી મામા વીશીમા છાનામાના જમી આવતા તેવામાંજ એક એમના પાસેના સગા એમને ઘેર ઉતર્યા ખાવાની તો ગોઠવણ એમણે બીજે કરી દીધી પણ ત્યા જગાનો સકોચ હોવાથી એમણે સુવાનુ મામાને

---

ધેરજ રાખ્યુ ૫ દર દિવસ એમને ત્યાં એ રહ્યા અને મોળમે દિવસે જ્યાં જવા નીકળ્યા કે મામા કહે " આ ૫ દર દિવસનુ મ્હને ભાડુ આપજો જો કોઈ હોટેલમા રહ્યા હોત તો આથી વધારે ખરચ થાતને ?" કેટલી નફટાઇ ! પોતાના પાસેના સગાની પાસે પોતે એકલા હતા અને કોઈ પણ જાતની અગવડ નહિ ભોગવવી પડેલી છતા પણ ભાડુ માગતા એમને શરમ ન આવી પેલાએ ભાડુ આપી ચલતી પકડી.

પ્રિય વાંચક ! આ વાત બિલકુલ ઉપજાવી કાઢેલી નથી સાચીજ છે

આટલા જૂજ દષ્ટાન્તો આપી હવે હુ મ્હારો હેવાલ શરૂ કરૂ છુ

ઈસ્ટરના તહેવારોમા એ સુરત આવ્યા, તે વખતે હુ મેટ્રીકનો અભ્યાસ કરતો હતો મે વેકેશન પડવાને વીસેક દિવસની વાર હતી. મ્હારા માતાપિતા જોડે વાતો ચિતો કરી પછી એમને સારૂ લગાડવાને અને મ્હારીપર વ્હાલ છે એમ બતાવવાને એમણે મ્હને કહ્યુ :—

" નવનીત ! હવે વખત મળે તો મુંબાઈ આવો ઘણુ જોવા જેવું છે આમ સુરતમાં પડી રહ્યે શો અનુભવ મળશે ! ભણવાનુ તો છેજ છે." વિગેરે

હુ તો એમને પ્હેલેથી ઓળખતો હતો વાર વાર મ્હારા માતા પિતાના સબધોમા એમનુ તથા મામીનુ મન મ્હે બરોબર પારખેલાં હતાં એ એમ ધારતા હતા કે હુ ના કહીશ મ્હને પ્હેલાતો ના કહેવાનો વિચાર આવ્યો પણ એક વખત તો ફારસ કરૂ એમ નિશ્ચય કરી મ્હે જવાબ દીધો

" હા મ્હને પણ મુંબાઈ જોવાનુ મન થયુ છે હવે મેની શરૂઆતમાં રજાઓ પડવાની છે એટલે ત્યા આવવાનુ બની શકશે ખરૂ " એમના પેટમાં તો ફાળ પડી કારણકે એ જાણતા હતા કે જમવામાં હુ હુળવદીઓ હતો

---

"આવો ત્યારે. પણ જોની ભણવાનુ ના બગડે પ્હેલુ કામ એ છે"

"પણ મ્હારૂ આ બીજુ વર્ષ છે અને આ ટર્મમા મ્હેં મ્હેનત સારી કરી છે એટલે વેકેશન (રજાઓ) એન્જોય (આનદમા ગાળવાનો) કરવા મ્હારો વિચાર છે ?"

"તો આવો અને હુ ય બધુ બતાવુ"

ત્યાર પછી બીજી ત્રીજી વાતો થઇ બે દિવસ રહી એ મુંબાઈ ગયા

રજાઓ આઠમી મે એ પડવાની હતી નવમીએ મ્હારો મુંબાઈ જવાનો વિચાર હતો. દિવસ જતાં એ વિચાર દૃઢ થવા લાગ્યો 'એક દિવસ તો આવા માણુસોને મીઠુ બોલવાનુ ભૂલાવી દઉ' એમ વારવાર મનમા થવા લાગ્યુ. 'કદાચ એમને ખોટુ લાગશે, પણ એ જ્યારે જાણે કે આ મ્હે જાણી જોઇને એમને પજવવાજ પગલુ ભરેલુ છે, તોજ એમને માઠુ લાગશે; અને નહિ તો મનમા ને મનમા સલવાયાજ કરશે વળી ગુન્હેગાર પોતે ઠરવાના હતા, કાંઇ હુ નહિ, એટલે ખોટુ કોની ઉપર લગાડશે !'

સાતમી તારિખે એમનો કાગળ આવ્યો કે તરતજ મ્હને લાગ્યુ કે કઇક બ્હાનુ કાઢયુ હશે, અને તેમજ હતુ એમણે લખ્યુ હતુ કે 'ત્હારા મામીની તબીયત સારી નથી એટલે એકાદ મહિના પછી અવાય તો સારૂ" થોડોક વિચાર કરી મ્હે એ કાગળ મ્હારી પાસેજ છુપાવી દીધો મ્હારા માતપિતાને એ જણાવ્યુજ નહિં કદાચ એ મ્હને જવા ન દે

નવમીએ સાંજે કાઠીઆવાડ એકસપ્રેસમા હુ ઉપડયો સ્હવારમાં સ્ટેશન ઉપર કોણ હોય ! કેકાણું મ્હને ખબર હતું, એટલે ગ્રાન્ટરોડથી

---

વિકટોરીઆ કરી કલ્યાણુ **મોતીની** ચાલ તરફ લઇ જવા ગાડીવાળાને કહ્યું ત્યાં પ્હોચ્યા પછી ચાર પાંચ જણને પૂછી એમની રૂમ પણ શોધી કહાડી અંદર જઇ "મામા છોકે !" કહી બમ પાડી, જોઉછુ તો મામી ગરગોલા જેવા બારણા પાછળ બેઠાં બેઠા દળે મામાના પેટમા તો ઓચિતો ધ્રાસકો પડયો એકદમ શાક સમારતા ઉઠીને આવ્યા "કોણ **નવનીત**?"

"હા મામા" કહી ઝટ કાઢી રૂમમાં પેટી મુકાવી વિકટોરીઆ-વાળાને બાર આના આપવાના હતા મ્હારીપાસે તે હતા પણ મ્હારે એમનીજ પાસે અપાવવા હતાા "મામા ! છુટા બાર આના છે ? આ ગાડીવાળાને આપવા છે મ્હારી પાસે રૂપિયો છે"

ચા—લો તેલ રેડાવાનુ મંડાણ થયુ એક ગજવું તપાસે ને બીજુ તપાસે આપણે તો ડાહ્યા થઈ ઉભા રહ્યા હતા આખરે કહાડી આપ્યા અને મ્હારા હાથ તરફ નજર નાખી કે રૂપિયો છે કે નહિ જો હોત તો એ લઈ મ્હને પરચૂરણુજ આપત પણ હુ જાણતો હતો એટલે રૂપિયો બ્હાર કહાડયોજ નહોતો

પૈસા આપી આવી, હુ બેઠો

"કેમ બ્હેન ખુશીમા છેને ? કનુ **ધનુ** બધાં સારા છેને ?"

મ્હે કહ્યું "હા ભાઇએ પ્રણામ કહાવ્યા છે"

'મ્હારો કાગળ મળ્યો'તોને ?" એમણે પૂછ્યુ

"ના ભાઈ, શુ લખ્યુ હતુ !"

કાગળ મળ્યો નથી અને એની મામીને તો એ જોઈ ગયો છે જાણી બોલ્યા 'મ્હે લખ્યુ' તુ કે રજાઓ પડે કે તરતજ આવજે નહિતો પછી વધારે રહેવાશે નહિ"

"ઠીક ! હજી સાકર પીરસ્યે જાઓ" મ્હે મ્હારા મનમા કહ્યુ.

મ્હારી આઘી પાછી નજર થઈ એટલે મામી પણ પરસેવો લૂછતાં આવ્યા "આવ્યા કે **નવનીત** ભાઈ ?"

---

" હા, મામી કયમ શરીર તો સારૂ છેને ?"

" હા ઠીક છે હમણા જરા પાશરૂ રહેતુ નથી "

દસ વાગ્યા સુધી મ્હારી નિશાળની અને એમની ઓફિસની મામાએ મ્હારી સાથે વાતો કરી પછી ઓફિસનો વખત થએલો એટલે એમણે નાહી લીધુ અને સ ધ્યા કરવા બેઠા તરતજ હુ નાહ્યો પાંચ મિનિટની મ્હારી સ ધ્યા એટલે એમના પ્હેલા હું તૈયાર થઈ ગયો

મામી ઘણા દિવસથી મુ બાઈ રહેલા એટલે બિચારાને ખબર નહિ કે **નવનીતભાઈ** તો **મથુ**રાના ચોબા છે આઠેક રોટલી મ્હારી કરેલી અને પ દર સોળ એમની બન્નેની કરેલી થોડોક ક સાર કરેલો. હુ ખોટી થઉ છુ એમ જાણી મામા બોલ્યા —

" **નવનીત**! બેસીજા પાછો ત્હારે ઉજાગરો છે

" મ્હારે ઉતાવળ નથી. હવે ત્હમારે શી વાર છે ? " મ્હે કહ્યુ.

" ના ના, બેસી જા મ્હારે હજી અડધા કલાકની વાર થશે "

" સારૂ ત્યારે "

મામીએ થાળી પીરસી હુ જમવા બેઠો ધીમે ધીમે રોટલીઓ મ્હે તો ખાલી કરવા માંડી એતો વિચારમા પડયા કે ખુટશે કે શુ ? હુ સ્હમજતો હતો પણ બહુ લાગે નહિ અને હુ નિર્દોષ છુ એમ જણાવવાને મ્હે કહ્યુ —

" મામી રસોઈ કયાંથી આ'વી શીખી લાવ્યાં ! રોટલીઓ તો ઉન્હી ને ઉન્હી મ્હારા મામાને જમાડોછોને શુ ! અમારે ઘેર તો બધી સાથેજ કરી મૂકે. ત્હમને આખો દહાડો કણક બાધવાને ક ટાળો નથી આવતો ?"

બાપડાએ સામટીજ કરી'તી તો મ્હને ખોટુ લાગે તેથી કાંઈ બોલાયુ નહિ. છાનામાનાં ઉઠયાં લોટ કહાડયો અને પાછી નવી કણક

બાંધી મ્હામે મામાનુ માળા ફેરવતા મ્હો ઉતરી જતુ હતુ આપણે કઇએ સ્હમજતા ન હતા

જમીને હુ માથે ઝીણુ ધોતીયુ ઓઢી બ્હારના ખડમા સુઇ ગયો અને થોડીવારમા મામા જમવા બેઠા શુ ચાલે છે એ જોવા ધોતીઆમાંથી નજર હુ નાખતો હતો એ જણા એક એકના સ્હામુ જુવે અને વારાફરતી મ્હારા મ્હામુ જુવે કે હુ ઉંઘવાની તૈયારીમાં છુ કે નહિ પાચ સાત મિનિટ ગઈ મ્હે નસકોરા બોલાવવા માડયા મ્હારો આવો ગઠીઆવિદ્યા કરવાનો વિચાર છે એવુ એ કાંઈ જાણતા ન હતા, એટલે મ્હને નિર્દોષ સ્હમજી ધીમે સાદે વાતો કરવા મડયા

મામી–"ત્હમારો કાગળ તો પહોચ્યો લાગતો નથી અને એણે તો આજે અડધો લોટ ખાલી કર્યો છે લોટની જોડે ઘી જાય અને શાક બાક જાય એતો નફાનુ ! કયા સુધી એ રહેશે ?"

પ્હેલા દિવસથીજ પગરણ મડાયા, હજી તો મ્હારૂ આવવુ તાજૂ ને નાજૂજ છે—મ્હારો થાક પણ ઉતર્યો નથી અને એટલામા તો મ્હારા જવાની વાત થવા માડી હુ કઈ ચળી જઉ એવો ન હતો

મામા– "હશે હવે જે થાય તે ખરી કઇ આવ્યો છે તે પાછો નહિ કહાડાય. કાગળ કદાચ વેરવલ્લે પડયો હશે; કે બે દહાડા મોડા જશે, કે શુ થયુ હશે ?"

હજી એમનામા ધૈર્ય હતુ–અને એટલામા ખુટીએ કયાથી જાય ? મામીનો તો રોટલી વણી વણીને અડદાળોએ નીકળી ગયો હતો, એટલે મ્હને જવાનુ ઇચ્છે એમા નવાઈ નહિ જમીને મામા ઓફિસમા ગયા ઉંઘ આવતી હતી એટલે હુ લોટી ગયો હતો આશરે ત્રણેકે વાગ્યે જાગ્યો મામી બારણા પાસે બેઠા બેઠા દાળ વીણતા હતા. મ્હો ધોઇ મ્હે બ્હાર જવાની ઇચ્છા બતાવી

---

"કેમ નવનીતભાઈ! ફરવા જવું છે? જાઓ જરા થોડેક સુધી ફરી આવો જોડેના કુન્દનમણી ત્હમારી સાથે આવશે પૈસા જોઇએ તો લેતા જજો"

ચાલો જોઇતુ'તુ ને વૈદે કર્યું દૂધ ને વળી સાકર મળી મુંબાઇનો ભોમીઓ મળ્યો અને ખરચવાને પૈસા લેવાનો પણ આગ્રહ થયો મ્હેં તો કપડાં પ્હેર્યાં કુન્દનમણીને મામીએ બોલાવી મ્હને બધુ બતાવવાની સૂચના કરી

"છૂટા બે રૂપિયા હોય તો આપોને!" મ્હેં કહ્યું.

"મ્હારી પાસે એટલા બધા તો નથી ચારેક આના છે" એમણે કહ્યું

"ઓહોહોહો! ચાર આના હતા તેમાં "પૈસા જોઇએ તો લઇ જજો" સારૂં પીરસો સાકર કરૂંધુ ત્હમને પાશરા" મ્હેં મનમાં કહ્યું. મામા એથી વધારે પૈસા પણ શાના રાખવાદે! ચેવડાવાળો આવે તો ચેવડો લે, રમકડાવાળો આવે તો એકાદ રમકડું લે, અને ગવનવાળો આવે તો એકાદ બે ગવન લઇ લે, આવી મામીની ટેવ હતી! એટલે બે રૂપિયાએ મામા શાના મૂકતા જાય!

કુન્દનમણી આવ્યો અને અમે બન્ને નીચે ઉતર્યા મ્હારા જેટલીજ ઉમરનો અને મળતાવડા સ્વભાવનો કુન્દન હતો એટલે એક એકની સાથે પરિચિત થતા વાર ન લાગી મ્હેં એક વિકટોરીઆવાળાને બોલાવ્યો અને કુન્દને કહ્યું તેમ મુંબાઇની એક બાજૂ જોવાનુ તે દિવસે નક્કી કરી રાજાબાઈટાવર તરફ અમે વળ્યા સાંજના સાડા સાત સુધી અમે ફર્યા, ઉંચા ઉંચા મકાનો, પ્હોળા શોભાયમાન રસ્તા, દરિયો અને બંદર, યુનિવર્સીટી અને ટાવર વિગેરે જોઈ હું તો ખુશ થઇ ગયો

મામાને ઘેર આવવાનો વખત થઇ ગયો હતો, એમ ધારી મેં ગાડી પાછી લેવરાવી. ઘર આવ્યુ એટલે હું ઉપર ગયો વિકટો-

---

રીઆવાળાને નીચે પૈસા આપવા ઉભો રાખ્યો. મામા આવી ગયા હતા અને પાછળની બારીએ ઉભા ઉભા હવા ખાતા હતા. હુ ગયો.

"કેમ ફરી આવ્યો?" એમણે પૂછ્યું

"હા, મામા."

"પછી ત્હારી મામી પાસેથી પૈસા લીધા'તાને? હું કહેતો ગયો હતો."

"ના ન્હોતા લીધા લાવો બે રુપિયા છૂટા હોય તો આપો. નીચે વિકટોરીઆવાળો ઉભો છે, તેને આપવા છે"

મ્હોડું ઢીલુ ઢપ થઇ ગયુ જાણે થાકયા હોય તેમ મહા પ્હરાણે મ્હારી આગળથી ખસ્યા જઇને પેટી ઉઘાડી બે રૂપિયા મ્હને કહાડી આપ્યા હુ નીચે જઇને આપી આવ્યો કાલા થઇને મ્હે કહ્યુ "મુબાઇ તે મુબાઇજ ઓહો! શુ દરિયાનો દેખાવ કિનારા ઉપર ઉભો ઉભો જોતો હતો તે મ્હારી તો નજરે ન્હોતી ખપતી" વિગેરે.

મ્હારી વાતમા એમને જરાપણ રસ ન્હોતો પડતો સાભળતા પણ નહોતા "આમ ચારપાંચ દિવસ જો બબ્બે રૂપિયા લેશે તો શી વલે થશે?" એમ મનમાં થયા કરતું હતુ વાળુ કરી અમે સૂઈગયા

સ્હવારમાં હુ જરા મોડો જાગ્યો અને આહા! હુ શુ સાભળતો હતો! "ડી ઓ જી 'ડોગ' એટલે કુતરો, ડી ઓ જી 'ડોગ' એટલે કુતરો, ડી ઓ જી 'ડોગ' એટલે કુતરો"

આંખ ઉઘાડી જોઉ છુ તો મામા પંચીયુ પ્હેરી તકીઆ આગળ બેઠા છે સ્હામે ગાઠ જેવાં મામી બેઠાં છે. અગ્રેજી પ્રાઇમર લઇ મામી શબ્દો ગોખે છે મામા એમને ભણાવે છે મ્હારી નજર પડી કે મામી જરા હસી ગયા જાણે નાની કીકી હોય એમ બાળકની પેઠે એક સ્મિત કરી દીધુ

---

"જુઓ નવનીતભાઇ! મશકરી ના કરશો હો." એમણે કહ્યું.

"ના ના. એમા શુ ખોટુ છે?" કહી ઉઠી હુ તો ઉભો થયો. દાતણ કરતાં મ્હને હસવું આવે. મામીની ઉમ્મર ત્રીસેક વર્ષની હતી, અને એમને વળી આ અંગ્રેજી ભણવાનું કયાંથી મન થયુ! .

એ દિવસે તો કાંઇ ખાસ જાણવા જેવુ બન્યું નહિ. ફરવા પણ હુ તે દિવસે ન ગયો. ત્રિજે તથા ચોથે દિવસે ફરી જે જોવાનુ હતું તે જોઇ લીધુ પણ હજી મ્હારો જવાનો વિચાર નહોતો. કારણ કે મ્હારા આવ્યા પછીના દિવસ પછી મ્હને મામી હરરોજ સ્હવારમાં કહે કે "નવનીત ભાઇ! રહેજો હજી શી ઉતાવળ છે? ત્હમારે કયાં અમારી પેઠે છોકરાં રડે છે" જોકે એમને પોતાને તો કઇ હતુજ નહિં. હુ સ્હમજતો હતો કે આ બધા શબ્દોનો ભાવાર્થ 'જાઓ' એમ હતો, કારણ કે કંટાળાની હવે હદ ઉપર હુ આવી ગયો હતો પણ અગ્રેજી ભણવાની એમની સાથે વાતો કરૂ એટલે "રહેજો નવનીતભાઈ!" કરી વ્હાલથી આગ્રહ કરતા આમ આઠેક દિવસ રહ્યો ખાધા ઉપરાત દસ બાર રૂપિયાના ખાડામા મ્હે ઉતારી દીધા હતા કે જેથી મામાને મન એમનો આખો દોઢસો રૂપિયાનો પગાર આ વખતે ખલાસ થઈ ગયો, એમ લાગતુ, પણ મ્હોડેથી હજી 'રહે રહે' એમ કહેતા હતા હુ પણ કહેતો કે "ઘેરથી કાગળ આવ્યો છે એમા ઘણુ ઘણુ કરીને મ્હોટી બ્હેને ત્હમને બોલાવ્યા છે અને કહ્યુ છે કે ઘર જેવુ ગણીને ત્યાં રહેજે. મામા મામીને પજવીશ નહિ" એમ ગપ્પુ મારતો

આમ દશ દિવસ વીત્યા હવે મ્હને કોઈ 'રહો' એમ કહેતુ નહોતું. 'કોઈ રીતે આને કાઢવોજ જોઇએ' એમ એમને થયા કરતુ મુંબઈમાં દૂધ મોઘુ તે સાંજે એ દિવસ આણ્યા પછી બધજ કરી દીધુ હતુ સ્હવારમા ચ્હા પણ મ્હારા વ્હાલાએ બધ કર્યો આપણને તો બધા વગર ચાલે.

---

અગિઆરમે દિવસે મામાએ કહ્યું કે "ત્હમારે ક્યાં સુધી રજાઓ પહોંચે છે ? મુંબાઇ તો રોજ છે. ત્હમારૂં ભણવાનું બગડે નહિ એ સાચવજો, ભાઇ ! આપણી તો એ સલાહ છે વળી કાલે સ્હવારે મ્હારે વાંદરે જવું છે."

મ્હે કહ્યું "ના, મામા, એને વાસ્તે ફિકર કરશો નહિ. રજાઓ પડી કે તરતજ હું આવ્યો છું એટલે મહિનો રહીશ તોએ કંઇ હરકત જેવું નથી, ત્હમને તો કંઇ અડચણ જેવું નથી પડતું ને ?"

"ના ના, મ્હને શી અડચણ પડે !" પણ મનમાં તો "ઓયરે મ્હારા બાપ ! એક મહિનો ?" હું એક મહિનો રહું અને એમના ઘરનું બધું સીધું ખાલી વાંદરે જવાની વાતમા મ્હે જવાબ દીધો "વાંદરા અહિથી કેટલું છેટું ?"

"છેટું તો નથી પણ મ્હારો એક ફ્રેંડ ત્યા માંદો છે એટલે કદાચ રોકાઇ જવું પડે ત્હારા મામીને ને એની વાઇફને બહુ સારો સબંધ છે"

"કહે છે વાંદરા જોવા જેવું છે તેથી હું તો કહું છું, હું આવું ?" કંઇ વાંદરે એમનો જવા વિચાર નહોતો અને કદાચ હોય, તોએ બે કલાક રહી એમને પાછા આવવાનું હતું પણ મ્હને જરા દમજ બતાવવો હતો મ્હને આખરે લઇ ગયા અને બે કલાક રહી પાછા ફર્યા. ફ્રેંડ તો મ્હને સારો થઈ ગએલો લાગ્યો યુક્તિજ માત્ર કરી હતી પણ એમનેજ એ યુક્તિ નડી મ્હારૂં ભાડું ખરચવું પડયું

બીજે દિવસે રાત સુધી કાંઇ બન્યું નહિ હવે તો જેમ બને તેમ મ્હને જલ્દીજ વિદાય કરવો હતો, અને એમની યુક્તિઓ પણ એમણે જલ્દી કરવા માડી, કારણ કે એજ રાત્રે મામીને કહેતા હોય તેમ બોલવા લાગ્યા મ્હારે કાલે પુને જવાનું છે અને ત્હારે પણ સાથે આવવાનું છે ઑફિસનું ઓચિંતું કામ આવ્યું છે"

---

વેપારી જેને સારૂં સસ્તું તેલ કહી આપે છે તેમા તેઓને કામીનીઆ કરતા વધુ નફો મળે છે–તે ખરી રીતે જોતા હલકું તેલ હોય છે

હુ સાંભળતો હતો હવે શુ કરવુ ! એ જવાના તો ન્હોતાજ પણ કદાચ એ જાય તો કઇ મ્હારાથી રહેવાય ! મ્હે કહ્યુ "ત્યારે તો હુ કાલે સુરત જઇશ" મનમા તો ,હાશ થઇ તરતજ એમણે તૈયારી કરવા માડી અને મ્હે પણ મ્હારા કપડા બપડા બાધી દીધા સ્હવારમાં અમારે બન્નેને સાથે જ છુટા પડવાનુ હતુ

સ્હવાર થયુ કે એમણે મ્હને જગાડયો ચા કરી. પાઇ થોડુ ખાવાનુ બાધી આપ્યુ અને ભાડાની ગાડી બોલાવી મ્હારો સામાન ઉતારી ગાડીમા મૂકયો. પોતાનો સામાન પણ નીચે ઉતરાવ્યો મને ખાતરી હતી કે એ પુને ન્હોતા જવાના કારણ કે એમની ઓફિસનો અને સાથેજ કામ કરતો જોડનો પડોશી એમને પૂછતો હતો કે "રજા લીધા વગર કયા જાઓ છો ?"

હુ તો ગાડીમા બેઠો

"આવજો ફરી વખત મળે તો આવવાનુ ભુલશો નહિ મ્હોટી બેનને બોલાવજો" મામી બોલતા હતા

'સભાળીને જજે પરીક્ષા પછી બને તો આવજે" મામા આગ્રહ કરતા હતા

સ્ટેશનપર હુ પહોચ્યો સામાન ઉતાર્યો, ગાડીને અડધા કલાકની વાર હતી મ્હારો કાઇ સુરત જવા વિચાર ન્હોતો હુ તો સ્ટેશન ઉપર ગાડી આવી અને ઉપડી ગઈ ત્યા સુધી બેઠો કારણ કામ એટલુજ હતુ કે જતા જતા એમણે મ્હને ફરી આવવાનો જાડો આગ્રહ કર્યો હતો ગાડી ઉપડી ગયાને કલાક થઈ એટલે વિકટોરીઆવાળાને બોલાવી કલ્યાણ મોતીના ચાલ તરફ આપણે તો પાછા ચલાવ્યુ ઘેર જઇ ટ્રેનના ભાડાના પૈસામાથી ગાડીવાળાને આપ્યા અને સામાન લેવરાવી ઉપર ચઢયો રૂમમા જઈ જોઉ છુતો કપડા વિગેરે બાંધેલો સામાન એમણે છોડી નાખ્યો હતો અને તકીયા પાસે બેઠા બેઠાં મામા મામી ' પી આઇ જી 'પીગ' એટલે ડુકકર" કરે

મને જોતાંની સાથે એમનાં બન્નેના મ્હોડાં લેવાઇ ગયાં એક તો જાુઠું બોલ્યાં હતાં તે પકડાઇ ગયાં અને બીજુ પાછો પાંચ્છેરીઓ આવી ઉભો રહ્યો. અદર પેસતાં હુ પણ સ્તબ્ધ બની ગયો પછી મ્હે કહ્યુ "લ્યો. તમે આગ્રહ કર્યો તે હુ તો ટ્રેઇન ચૂકી ગયો તમે કયમ બધ રાખ્યુ?" એક મિનિટ સુધી તો કઇ બોલાયુંજ નહિ પછી મનને નિયમમા આણી સાવધાનતાથી બોલ્યા "અત્યારમાં તારી મામીને ઘેરથી તાર આવ્યો છે કે તરતને તરત સુરત આવવુ" બીજી યુક્તિ થઇ હતી કારણ કે આ શિવાય હવે બીજો છૂટકો નહોતો. મામીને સુરત મોકલવા અને સાથે મ્હારે પણ જવાનુ હુ કાઇ બોલ્યો નહિં "તુ તો ત્યારે હવે એની સાથે પાછો જઈશ!" થોડીવાર રહી બોલ્યા "બૈરાંના તો ભાઈ બધાં સગા છે કોઇ ભાયડાનુ નથી સારૂ ભાઈ ત્યારે તુએ જજે આપણે એકલા કાચુ કોરૂ ખાઇ લઈશુ"

મ્હે કઇ જવાબ ન દીધો રાત્રે વાત ખરેખર! મામીને મોકલવાની વાત તો સાચીજ હતી પણ તારની વાત ખોટી હતી ઘેર ભાઇઓના છોકરાને વાસ્તે મામીએ ખાવાનુ વિગેરે બાંધ્યુ અને પછી રાંધવા બેઠાં જમી પરવારી કપડા બાધ્યા જવાને એકાદ કલાક બાકી હતો અમે ત્રણે જણ બેઠા હતા મામી કપડાં બાધે ને છોડે ધીમે રહીને મ્હે કહ્યુ "મામા હુ તો ત્યારે હવે નહિ જઉ મ્હારે હમણાં રજાઓ છે એટલે ત્હમને મદદ કરીશ જો આવી વખતે જઉં તો મ્હને ઘેર ઠપકો મળે ગરજ હતી તે, કહેશે, રહ્યો, અને અડચણ વખતે કહેશે જતો રહે છે, એવુ ત્હમારા મનને પણ આવે મામીને ઓચિતુ કામ છે તે જવા દો"

"ભોગ મળ્યા ઉલટો પોતે તો ગયો નહિ પણ મ્હને કહાડી" મામીના મનમા થતુ હતુ હવે કાંઈ ફેરફાર થાય એમ ન હતુ મામીને તો જવુજ પડયુ અને હુ રહ્યો રોજો રાધી કાઢુ અને અચ્છી તરેહથી જમુ અને જમાડુ આગ્રહ કરી કરીને મામાને ઘી વધારે

---

**ઓટોદિલબહાર** સેટનો રાજા છે.

સુકુ મ્હને કહે કે "ત્હારે લેવુ હોય તો લે મ્હને તો નથી ભાવતું" ના ભાવતુ હોય તો રહ્યું પટ લઇને મ્હારી થાળીમા વાડકી ઉધી વાળુ. એમનો તો જીવ કપાઇ જાય નશીબ એમનુ કહેતા વિચાર નથી આવતો।

ચાર દિવસ આમ બીજા નીકળ્યા, પણ હું તો અચળજ હતો

હવે તો સીમા આવી ગઇ હતી મખ્ખીચૂસ મામાને મ્હારે લીધે ૫ દર દિવસમા ત્રીસ ચાળીસના ખરચમા ઉતારી દીધા હતા આખરે એમણે ત્રણ દિવસની કેઝ્યુઅલ રજા લીધી જવાબ આવ્યો કે લાગલી મ્હને ખબર આપી કે રાત્રેજ સુરત ઉપડવાનુ છે રાત્રે અમે નીકળ્યા સ્હવારે સુરત પહોચ્યા

બે દિવસ રહી બીજે દિવસે મામીને લઈ એ ઉપડી ગયા ત્યાર પછી મ્હને કોઈ દિવસ એમણે મુંબાઇ આવવાનો આગ્રહ કર્યો નથી, અને કોઇને પણ કર્યો હશે કે કેમ? એ સવાલ છે બોજ ભૂલી ગયા છે"

પ્રિય વાચક! ત્હને નથી લાગતુ કે આવા નવનીતોની હાલ બહુ જરૂર છે?

---

# રૂઢી દેવી અને ગાડરીઓ પ્રવાહ.



( કેશવ હ. શેઠ. )

*    *    ૧    *    *

કૉલેજ ક્વાર્ટર્સ
તા ૬ જૂન ૧૯—
રાતના નવે

"વ્હાલા ભાઇ !

"તારૂ પત્ર મળ્યુ, મગાવેલ "રોજનિશિ" આ સાથે મોજૂદ છે, સિવાય શારિરિક અને માનસિક સ્થિતીનુ પૂછો છો, તો એ પણ આ સાથે લખી મોકલુ.

રમણ ! શારિરિક સ્થિતીયે સ્વસ્થ છતા માનસિક વ્યથાએ દુર્બળ છુ—આ દુર્બળતામાથી ત્યારેજ છૂટો થવા પામુ છુ કે જ્યારે તા'રો કાગળ આવે, તે વાચું, અને વાચીને પાછો લખુ—એટલીજવાર, એ ક્ષણો માત્ર આનન્દમાં જાય છે બાકીનો કાળ બધો બળાપામાં, અને કેમ ? તે તુ નહિ કળી શકે ?

મગાવેલુ તો, ત્યારે બધુ મોકલી ચૂકયો, એથી જ્યાદે શુ ? હૈયાના હોજમાથી છલકાતા પાણીની આખ્યોમા મોતીના જેવી માળા ગઠાય, ને એક માળા આ પત્રમા નિતરે તે નિતરવા દઉ, રમણ ! એને ઝીલતાં મા'રા માનનો ભાર ઓછો થવાનો, ને એ હોંશે—કહે કે અભિરૂચિએ આટલી કવિતા વધારા તરીકે ગવાઇ જાય છે—અને એટલુ જ બસ નથી ? લખુ ત્યારે –

અભ્યાગતના આસુડાં
કોઇ લ્યો હૈડાના ભાર
"નયણે આત્મા નિતરે
કોઈ લ્યો આત્માની ધાર
હો ! કોઈ લ્યો નયણાની ધાર"

કવિ ન્હાનાલાલ.

"પત્ર લખજે અને બીજુ કાંઈ પણ

તા'રો
લલિત."

લખનાર લખી ગયો અથવા કહેવાનુ સઘળુ કહી ચૂકયો, હવે વાંચવાનુ, અને ( ગુચળુ ) ઉકેલવાનુ બાકી રહ્યુ પેલા વાચનારને–કહો કે કરનારે, ઉભરો ઉભરાવીને હૃદયનો ભાર હળવો કર્યો, હવે એ જીરવવાની કાળજી કોઈ ઝીલનારને !

રમણે પત્ર ઝીલ્યો, પણ ઉકેલવાનો બાકી હતો, કહેશો ? સહૃદય પત્ર શુ નથી કરી શકતો ? અરે એના દર્શ માત્ર હૃદયને હચમચાવી મૂકે છે તો ! ! અને આમજ, મળસ્કાની તાજી, સ્વચ્છ અને હળવી હવા લઈ ( ફરી આવી ) ને શૌચાદિ ક્રીયાથી પરવારી, રમણ એ'ની રુમમા બેઠો હતો–અને તે પત્રની રાહ જોતોજ–તે વખતે એટલે સ'વારના સાડાસાતે એ'ને આ પત્ર મળ્યો, અને મળતાંજ, અનુભવના ઉદગાર પેકી એકને કાવ્યમા ગોઠવતા, પત્રને ફોડવા લાગ્યો–ફોડતાં ફોડતા બોલ્યો –

" પત્ર દર્શને પ્રતિમા પ્રેમીની, હૃદયે રમણ કરે " બેશક, કવર ફોડતાં ફોડતાં પણ–માત્ર સુહૃદના, કવરપર ( શિરનામાના ) અક્ષરજ જોતા એણે આનંદની અનેક લહરીઓ અનુભવી નાખેલી, અથવા

બીજા શબ્દોમાં બોલાય તો હૃદયમાં રમણકરતી સુહૃદની પ્રતિમાને આનન્દ રૂપ પંખાથી, આનદની લહરીરૂપ વાયુ ઢોળવામાં ન આવતો હોય !

તથાપિ કવર તો ( અન્દરના ) પત્રનો દેહ કહેવાય, અને આત્મા તો પત્ર –અને અતિ ઇન્તેજાર રમણ હવે પત્ર પણ ઉકેલવા લાગ્યો, પત્રમાં ઉતારેલા અક્ષરો પર દૃષ્ટિ પડે તે દરમિયાનમાં રમણે પાછો એકાદ અનુભવોદ્ગાર કાવ્યમાં ગૂથી નાખેલો–ને તે આ –

"પત્ર વિચારના મનને મૂર્તિ પ્રેમીની નયનમાં તરે" અને એ યથાર્થજ હતુ :

આ પત્ર વળાયલો એવી રીત્યનો હતો કે છેલ્લુ લખેલુ પહેલુ વાંચી જવાય, ત્યારે હવે સમજવુ સરળ છે કે રમણની નજર પ્રથમજ પેલી "નયણાની ધાર" પર પડી, અને એની સાથેજ જાણે આભ-માંથી વિજળી ઉત્તરી પડી હોય અને એ'નાથી હૃદય વિધાઇ જાય એવા–એક વજ્રઘાત રૂપ "નયણાંની ધાર" રમણને લાગી

એ તો જેને અનુભવ હોય એજ સ્વિકારે, બાકી બીજા તો, રમણની આ વખતની સ્થિતીને કોણ જાણે કેવી એ ઉપમા આપે–કોઇ વરવી ( વિચિત્ર ) કહે, તો કોઇ ઘેલછા વળગેલી લવે, અને કોઇ ઓડબરનાં અનુમાન ઉપજાવે, ગમે તેમ ગણાય, પરન્તુ વસ્તુસ્થિતિ તો આ'વી હતી.–"નયણાની ધાર" વાળુ વાક્ય વાચી જવાયુ તો, તે વાચીને થોડી ક્ષણ સખેદાશ્ચર્ય થઇને પાછો મનપર કાબુ મેળવી શરૂઆતથી પત્રને ઉકેલવા લાગ્યો, અને તે અનિમિષેજ, પત્ર પર પડેલી દૃષ્ટિ, જાણે એકજ સ્થળે ખડી હોય એમ જોનારને ભાસ થાય તો એ વાસ્તવિક લેખી શકાય ! કીકી એ'ની શબ્દો ( વાક્યોમાં નહિ ) માંજ ઠરી જતી. અને પાંપણનુ મિટ પણ થતુ ન હતુ ! આથી વળી વધારે સ્પષ્ટતા જોવાની જીજ્ઞાસા હોય તો–પત્રમાં ઉતરેલા પોતાના સુહૃદના હૃદય ( અક્ષરો ) સાથે રમણને તારામૈત્રિક થયેલુ–લલિતના



રમણ દાઢીએ હાથ દઈ વિચાર કરતો હતો

(પૃષ્ઠ નં ૩૨)

આત્માને પ્રત્યક્ષ પત્રમાંજ એ'નુ હૃદય અવલોકતુ'તુ આ અવલોકન માટે આંખ્યો તો માત્ર હૃદયનો દરવાજો છે, અને એ દરવાજામાં ( જણાવ્યા પ્રમાણે ) લલિતની પ્રતિમા સ્નેહસ્વરૂપ શી ઝાંખી કરાવતી ! અથવા, રમણ કને બેસીનેજ લલિત વાતો કરતો હોય, એવી ગરજ આ પત્ર પૂરી પાડતો

ત્યારે આ બધાની સાથે એક બીજી સરખામણી પણ થઇ શકે, અને તે એ કે, કહેવાતા જડ પત્રે રમણને અચેતન બનાવી મૂક્યો હતો ! જડમાં એ ચેતન નષ્ટ કરી નાખવાનુ શુ સામર્થ્ય ! !

એકવાર પત્ર વાંચી રહ્યા પછી રમણે બે ત્રણ વાર પાછો ઉથલાવી નાખ્યો, અને કેટલીક વારે એ અમુક નિશ્ચયપર આવ્યો, પત્ર ગજવામાં મૂકતો હતો, એવામા તેનો સાથી ( કંપેનિયન ) આવી પહોંચ્યો, રમણ જાણતો હતો કે—આન્તર સ્થિતીની છાયા બાહ્ય ભાગપર પડી શકે, તથાપિ બાહ્યસ્થિતિ આન્તરપટને કશીજ અસર કરી શકેના—એ'નામા ( કૃત્રિમતામાં ) એવુ પ્રબળજ નથી, આમ સમજવા છતા પણ પોતાના—સાથી કને પ્રફુલ્લ વદન કરી, નકામી ( જેવી ) બાતો કરવા ગુથાતો હોય એવો ડોળ કરવા લાગ્યો, આ ડોળમાં પણ એક એ'નો હેતુ હતો, અને તે "થોડાક ઉછીના પૈસા માગવાનો," રમણે માગ્યા, ત્યારે તેણે કારણ માગ્યૂ, . કૉલેજમાં લલિતને મળવા જવાનું ( સાચુજ ) કારણ રમણે જણાવ્યુ, ત્યારે વળી મળવા જવાનુ કારણ પૂછાયુ ! કાગળ આવ્યો છે માટે જવુ છે એવુ રમણે કહ્યુ, ત્યારે પાછુ તે કાગળમા શી બીના છે કે મળવા જવુ છે ? એવો પ્રશ્ન ઉપસ્થિત થયો ! રાંક રમણે આ વખતે જો બહૂ વધી ગયેલા ( અકળામણના ) અગ્નિના તાપને જરા સમાવી દીધો ન હોત, તો ખરેખાત, ઉભરો એ'નો નયનદ્વારા ઉભરાઇ જાત ! પરન્તુ મનને એ'ણે જીતેલુ

---

હતુ–માગેલુ નહિ અને તેથી, શાંત સ્વભાવે, ધીમા સુરથી, નમ્રતાપૂર્વક પ્રત્યુત્તર વાળ્યો કે પત્ર ખાનગી છે કમ્પેનિયન હવે બીજા બિન્દુપર ઉતરી પડયો ઘણીવાર એવુ પણ બને છે કે જેને સમ્બોધીને કહેવાતુ હોય, એની સ્થિતીની લાગણી નહિ થતા બોલવાનુ સઘળુ બોલનાર બોલી જાય છેજ, અને આ નિયમાનુસાર, રમણની કગાલ મુખમુદ્રા સ્હામે નહિ જોતા ડાહ્યા (!) કંપેનિયને દુર્બળ દયાના ગર્ભિત ભાવે શિખામણ ભરેલી કાવત્રી સૂચના સભળાવવાની શરૂ કરી –

રમણભાઇ! ઉછીના પૈસા આપનારને પણ ખાનગી વાતથી અજાત રાખવો એ ન્યાય કોના ઘરનો ? પૈસા આપનારને, લેનારનો વિશ્વાસ આવે છે તો લેનારે, આપનાર પ્રત્યે અવિશ્વાસ કેમ ગણવો વારૂ ? ખરૂ પુછાવો તો મ'ને ત'મારી ખાનગી વાતો, બહુ ભડકાવી મારે છે! આજકાલ 'પ્રાઇવેટ' પૃથા એટલી પકાઇ ગઈ છે કે જેનુ આગળ શુ પરિણામ આવશે એ એકદમ કળી શકાતુ પણ નથી, આપણે વિદ્યાર્થી હોઇ, વિદ્યાર્થી અવસ્થામા વિદ્યાના અર્થી રીટી વળી એવી તે શી પ્રાઇવેટ વાતોમા ગુથાવાનુ હોય ? કે જેથી હૃદય સાકડા રાખવા પડે! 'ખાનગી' શબ્દ સરખો પણ આપણા હૃદયમા શા માટે અથડાવો જોઇએ! વિદ્યાર્થી જેવા વિશુદ્ધ સરળ અને પવિત્ર જીવનમા એવાં કઠોર અને કઠણ શબ્દનો ખ્યાલ પણ શા માટે થવો જોઇએ ? શુ તમને નથી યોગ્ય લાગતુ કે એ'વા એવા શબ્દો સસારી માટે છાજતા છે"

ખરૂં છે રમણે ધીમે રહીને કહ્યુ–અને હુ પણ તમારા મતને મળતો છુ, ફેર માત્ર થોડો છે, વસ્તુ કે વ્યક્તિના જન્મ પછી એ'ને યોગ્ય કાળે નગ્ન રાખવામા સસારની શોભા ન હોય, કે દેવની આશિષ ન ઉતરતી હોય, તો એ હંકાયલીજ રહેવી જોઇએ, અગર જો કે જોનાર, તેનુ સ્વરૂપ જોઈ શકે છે, તો પણ ભાઈ! ખુલી પડી રહેવાથી–કે પાડવાથી કોઈ એવી વસ્તુઓ વરવી લાગે છે–ને તેથીજ તેને ઢાકવાની જરૂર રહેલી છે"

---

"ત'મારી પાસે સૉક્રેટીસની ફિલસુફી છે, અને કેટલેક અંશે મ'ને તે 'ટાયલા' જેવી લાગે છે, કાંઇ નહિ નકામુ મા'રે શા સારૂ વિવાદમા ઉતરવુ ? અને આટલુએ કહ્યુ તે મા'રે પૈસા આપવા પડે તે મિષે નહિ, પણ"–કમ્પેનિયન બોલ્યો

"કહો છો એવો ખ્યાલ પણ મ'ને નથી, ને લ્યો, આ રહ્યુ પત્ર વાચો, ત'મને કશુ જ છાનુ નહિ લાગે"

શંકુકાઇથી રમણે કમ્પેનિયનને પેલો પત્ર આપ્યો, કેમકે ખાનગીનો ગંભિર ભાવાર્થ નહિ સમજનાર સોબતી, રમણની કસોટીમા અંકાઈ ગયો હતો ને તેથી તે'ને કશો સંકોચ થયેલો નહિ

ઉતાવળા ઉતાવળા ઉપર ઉપરથી આકખો પત્ર વાચીને પછી કમ્પેનિયને જે જવાબ વળ્યો, તે ઉપરથી કોમળ સૃષ્ટિના હૃદયના ભાવોની ઉંડી ભાવના કળી જવાની સોબતીની શક્તિનો વિકાસ નહતો થયેલો–એમ સમજી શકાશેજ એ બોલ્યો –"કવિની કવિતા, અને ગોઠવી ગોઠવીને કે શોધી સાચવીને ગુથાયલા પત્રમા એટલી બધી ગમગિની થવા જેવુ શુ છે ? હશે કદાચ થોડી પ્રતિકુળતા, તથાપિ એવી નજીવી બાબતોને મહાભારત રૂપ આપી દઈ આમ પોચા બનવુ પાલવતુ હશે ? મિત્ર હોય તો દિલાસાનો પત્ર લખો, કાંઇને બદલે કવન લખો, રમણ ! મા'રે તો કાંઈ નથી, પણ ત'મા'રે વિચાર કરવો ઘટે છે કે ગમે તેમ તો એ એક કૉલેજીયન, એ'મની આર્થિક સ્થિતિ શી હશે એ જૂવો, ને ત'મે ત'મારીનો ખ્યાલ કરો આપણે મૅડીકલ સ્ટુડન્ટસ્ કહેવાઇએ,–પરીક્ષાનો વખત ઢુકડો (નજીક) આવી પહોચ્યો તે'ની કાંઇ કાળજી છે ? બાર મહિના સુધી સ્વતંત્રપણે મહાલ્યાં કર્યું, મહિનો હવે કતલની રાતો વિતાવવાનો છે, ભોગજોગે 'ફેઇલ' થવાય, તો શી ગતિ થવાની ? પાચ પૈસા મન પતાવવા પૂરતાય છે–કે હિમ્મત ધરાય ?

---

સલાહકારના આ લાંબા લચરક લેકચરથી રમણ વધારે ખિન્ન થયો, અને અવાક્ એક ફરી ઉંડો નિશ્વાસ નાખ્યો. ત્યારે વળી સોબતીએ એક નવું ઝીખરૂ ઝીંટયુ:—

ન બોલ્યામા નવગુણ હ્યો–આ ત'મારો પત્ર. મારો સ્વભાવ એવો પડયો છે કે બોલ્યા સિવાય રહેવાતુ નથી—પરભાર્યુંય ખમાતુ નથી વારૂ ત'મારે જવુ છેજ ?"

"જવાય તો સારૂ "

અને પછી કમ્પેનિયને માગ્યા પ્રમાણે પાચ રૂપિયા આપ્યા. કમ્પેનિયન એકજ ગામનો હોઇ, રમણના પિતાની સાથે નિકટનો સબધ ધરાવનાર હતો, તે તેથીજ રમણને શિક્ષા દેવાનો પોતે હક્ક સમજતો

યથારૂચિ જમી પરવારીને પછી રમણ ... કૉલેજમા જવા ટ્રેન પર વિદાય થયો–જતા જતાં એ'ને આ'વુ સ્મરણ થતુ'તુ:—

"દુ ખીના દિલના દર્દો, સુખી શુ સમજી શકે ?
સુખી જાણી દવા દે તો વિશ્વે દુ ખજ ના ટકે

* * * ૨ * * *

" વ્હાલા કેરા દુ ખશ્રવણથી પીગળે હૈયુ ભીનુ "

રા જન્મશકરે આ કાવ્ય, રમણના અનુભવ પરથી ઉપજાવી કાઢયુ હોય, એમ રમણની સ્થિતીનુ અવલોકન કરનારને લાગતુ'તુ-

. કૉલેજમાં લલિતને મળવા જવા, વખતસર રમણ ગાડીમા બેઠો, પરતુ માત્ર રમણજ બેઠો'તો–રમણનો આત્મા નહિ ! અર્થાત્ એ'ના પહોચ્યા અગાઉ કયારનુએ હૃદય એ'નુ કૉલેજમા ધસડાઇ ગયુ હતુ

---

બરાબર જમવાના વખતે રમણ . કૉલેજમાં પહોચ્યો, અને લલિતની રૂમમાં ગયો, તો ત્યાં એક એના કમ્પેનિયન વગર બીજુ કોઈ નહતું, કમ્પેનિયને રમણને આદરથી બોલાવી એ'નો સારો સત્કાર કર્યો " લલિત જમવા ગયો હશે એમ કહી એ'ને પોતાની કલબમાં જમવા લઈ ગયો, ખવાયુ તેટલુ ખાઇને, જમીને પાછા બન્ને રૂમમાં આવ્યા, સોપારી વગેરે મુખવાસ લીધા પછી થોડીવારે કમ્પેનિયને આસ્તેથી લલિતના સમાચાર વિદિત કર્યા કે –ગઇ કાલેજ એ દે'ગામ ( પોતાને ત્યા ) ગયા છે આ ખબર સાંભળી રમણનુ મન ઘર તરફ વળ્યુ અને એકાદ દિવસ રોકાઇ જવાના, કમ્પેનિયમના અત્યાગ્રહ છતાં પણ તે બીજી ટ્રેનમા લલિતના નિવાસ સ્થાન–દે'ગામ તરફ વળ્યો, માર્ગમાં એને અનેક વિચારો આવતા હતા, અને તે પૈકી એક આ પણ હતો કે પોતાના મેડીકલ કમ્પેનિયનનામા અને એક આ કૉલેજી-યનનામા કેટલો તફાવત તરી આવે છે ! વગેરે

પછી બીજો વિચાર લલિત સાથે થએલી એની ગાઢ મિત્રતા સબધી આવતો– કયા એ અને કયાં હુ ! શો નદી નાવનો સજોગ ! એ એક દે'ગામવાસી વણિક પુત્ર, ને હુ મુજપુર વાસી પટેલ, કયાં ઉત્તરમા દે'ગામ, કયાં દક્ષિણમા મુજપુર ! મ્હારો એની સાથે કયારે અને કેવી રીતે આટલો ગાઢ સબધ થયો એ માત્ર ભાગીતૂટી–નજીવી બાબત સિવાય કશુજ કળી શકાતુ નથી ટાઉનહોલમાં એક દહાડો ભાષણ હતુ તે દિવસે ભાષણમાંના વિચાર ને મળતો આવનાર મને એ લાગેલો એટલુ તો મને હજી સ્મરણમા છેજ, તથાપિ તે પછી હૃદયરસની એકતાનો કયો પ્રસગ હશે એટલુ દેવ ! ત'નેજ માલૂમ મન, મોતી ને કાચની લેકચરની ઉપમાઓ ઉપર અમારા બન્ને વચ્ચે ચાલેલી ચર્ચા મને આ વખતે સ્મૃતિમાં આવે છે, એ ત્રણે વાના ભાગે તો પૂરી સધાયના, એ લેકચરના શબ્દોને જીવની પેઠે જાળવી રાખી–કાળજાની કોરમાં જડી રાખનાર હુ , તે મા'રા પ્રત્યે મીત્રભાવ

---

દર્શાવનાર મા'રો **લલિત** કોઇવાર કહેતો કે (અને તે ડોળમાજ ) રખે આ ત્રણ વસ્તુ પૈકી એકાદ વસ્તુ ભાગીને પાછી સધાવાની ધડમ થલમા ઉતરવાની તક હસ્તગત કરવા વારો આવે ! ઓ **લલિત !** લલિત—તા'રા આ લાડકા બોલ અત્યારે મા'ગ હૃદયને વિંધી નાખે છે, અને તો પણ હુ દૈવનો ઉપકારજ માનુ, કે આજનો પ્રસગ, તા'રી આફતનો ભાગ વ્હેંચવાનો મને પ્રાપ્ત થયો છે " અને આ ભાવનામયજ આખુ હૃદય **રમણ**નુ ભરેલુ હતુ, તે ટ્રેનથી કપાતા માર્ગમા રત્રુરત્રુ વેરતો જતો હતો,

**રમણ દે**'ગામ પણ આવી પહોચ્યો, અને **લલિત**ને ઘેર ગયો: તો ત્યા ઘરની જોગવાઈ કાઇ જુદીજ જોવામા આવી ! "**લલિત** તો આજેજ **ત**'મારા તરફ આવ્યો છે.ને !" **લલિત**ના પિતાએ **રમણ**ને કહ્યુ ! અને આ'વા વિષમ સ્વપ્નાથી એ અજાયબીઓમા અને ખિન્નતામા ડુબવા લાગ્યો—ડોલવા લાગ્યો

દે'ગામથી મુજપુર જવા માટે આ વખતે હવે બીજી ટ્રેનનો ટાઇમ નહતો, તેથી **રમણ**ને રાત તો અહીજ ગાળવી પડી–અને તે નકામી રીત્યે તો નહિજ, **લલિત**ના પિતા કને કેટલીક વાતો થયેલી, તેનો સક્ષિપ્ત સાર ઉતારીએ —

મુળે કહેવાતા કુળમા **લલિત**નુ કુટુબ ઉતરતુ, અને કન્યાની ઘણી અછત, વીશેક વર્ષની વય–**લલિત**ની થઇ ગયેલી એટલે હવે માબાપને સગાઇની ભ્રમણા પેઠેલી માબાપના મનમા એમ હતુ કે પોતાની હયાતિમા દીકરો દ કાઇ જાય તો પત્યુ દીકરાનુ સુખ જોઇ ટાઢક વળે, ને પછી ભલે મોત આવે, અને માબાપના આ પ્રમાણે છોકરાના શ્રેયના હેતુથી, પિતાએ આકર્ષાઇને ઘર ઘરેણુ અને જમીન સુદ્ધા ગિરો મુકી, થનાર વેવાઇએ માગેલા દીકરીના સાટે

સાત હજાર રૂપિયા આપવાનુ કબુલી આજ લલિતની સગાઈ કરવાની હતી તે સઘળી હકીકતથી રમણને વાકેફ કર્યો–ને લલિતને રીસાવાના આ કારણોથી યે પણ

"એક પલ્લામાં રૂપિયા, ને બીજા પલ્લામા કન્યા મુકવામા આવે, તો ત્રાજવાનો કાટો રૂપિયા તરફજ નમે ! શેઠજી ! આ શો રાક્ષસી રિવાજ ! એટલી બધી શી ઉતાવળ આવી ગઇ છે, લલિત ત્રણેક વર્ષ પછી ગ્રૅજયુએટ થશે એટલે ઘેર બેઠા કન્યાનુ કહેવા લોક લલચાશે, તમારો લલિત કાઇ ઉછાછળો નથી કે કુવારો રહે, એવી નકામી ભીતીથી, જેની સાથે આખુ જીવન વહન કરવાનુ છે એની સાથે જોડાતા, જોડાનારની, એની યોગ્યતાના પ્રમાણમા સલાહ ન પુછવી જોઇએ ? મત ન માગવો જોઇએ ? ગમે તેમ માનો, હાય તો મા'રા હૃદયની જડતા હોય–પણ શેઠ ! ત'માંરી આ પ્રકારની વાત્સલ્યતા અથવા દયા, તે દયા અથવા સ્નેહની નહિ પરન્તુ નિર્દયતા અને ધિક્કારનીજ ગરજ સારતા હોય એમ લાગે છે "

રમણે સુસરા તીર છોડયા

અને આ તીરથી લલિતના પિતાનુ કઇક હૃદય, તથા એને અગે કઇક શરીર વિધાયુ, અને દ્રવતા દિલે ડાવકા બોલીમા એ બોલ્યા "લલિતને સમજાવીને પાછો ઘેર લાવો એટલે આપણે ત્રણે જણ મળી, તમારા બન્નેના મન સપાદન થાય તેવી રીતનુજ હવે કઇ કરશુ"

સવારમા પહેલી ટ્રેનમા રમણ મુજપુર ગયો, અને પોતાની રૂમમા કમ્પેનિયનને મળ્યો–લલિતને જોયો નહિ, અને તેથી તે'ના સબધી કશુ પુછવામા આવે, તે પહેલાતો કમ્પેનિયને એ'ના હાથમાં એક પત્ર મૂકયો —

" ત'મે ત્યા ગયા, ને લલિત અહી આવેલા, મુખાકૃતિ એમની બદલાયલી લાગતી હતી, તમે અહી નહતા, તેથી આ એક પત્ર

લખીને, બીડીને તમને આપવા મ'ને આપી એ ચાલ્યા ગયા છે—ક્યાં ગયા, તે કશુ કહ્યુ નથી ”

કમ્પેનિયનના આ શબ્દોએ રમણની વ્યાકુળતામા વૃદ્ધિજ કરી હતી, અને એમા વળી ઉમેરણ કીધુ પેલા પત્રે! પત્રમાં લખ્યુ હતુ, તે એકાન્તે જઇને રમણ વાંચવા લાગ્યો —

પ્રિય સુહૃદ!

મનુષ્ય ધારે છે શુ ? ને કુદરત કરે છે શુ' મા'રા કાગળ પછી તુ મ'ને કોલેજમા મળવા આવ્યો ( કમ્પેનિયને કહેલુ ) ત્યારે હુ ત્યાંથી ઘેર ગયેલો, તે મળી શક્યો ના, અને અહી ત'મે મ'ને પણ મળી શક્યા નથી! પરસ્પર મળવાની અટલી ઇન્તેજારી છતા આવો ઘોંટાળો કેમ થવા પામ્યો હશે એનો વિચાર કરવાનો અત્યારે વખત નથી, તેમ નથી તેવી સ્થિતિએ પણ

વ્હાલા ભાઇ! હવે તો મળીશુ સ્વર્ગમા ખરૂ ધૈર્ય ધરવાનો વખત તે આ છે, અને મ'ને ખાત્રી છે કે તુ તેમ કરી શકીશ અને સયમે મા'રૂ સઘળુ સાભળી શકીશ —

જો! મારા આ સાહસને કોઇ 'આત્મઘાત'નો દોષ દેશે, કોઇ ઉધ્ધતાઇ કહેશે, અને કોઇ વધુ ભણતરને માથે ઢોળી પાડશે તુ તેમ નહિજ કરે

રમણ! વિવાહની વાતો ચાલતી'તી, ત્યારથી મારી મનાઇની માહિતી તો તને છેજ—છતા એકજ માર્ગે વળેલાં કઇક જડતા ભર્યા હૃદયી માબાપની જક્ક આગળ અન્ય કશા વિચારને સ્થાન મળતુ નહિ. મારાં માબાપ ઘરનુ સર્વસ્વ કન્યાના પાલકને આપે અને એક લગોટ ભેર રહી માત્ર લપડાકે મ્હો લાલ રાખે–એના, બદલામા એક કન્યા મળે-( અને તે પણ મને સતોષ કારક હોય કે નહિ તે જોવાનો મારો અધિકાર પણ નહિ!) એ મારા વિચારથી તદન વિરૂદ્ધ છે. આપણે ભાવિ જીવન માટે જે કાઇ સુન્દર પગલા

ભરવાના સંકલ્પો કરીએ છીએ, એ પગલાના પેટા ભાગમાં જો આપણી સમજણી વયમાં આવા સંસારિક ઝાંખરાં ભરાય, તો ભવિષ્ય સારૂ નિવડે જ કેમ ? અવેજ (અને તે આટલો બધો) ન આપવો જોઇએ, સગાઈ વખતે પુત્ર પુત્રીની યોગ્યતા પ્રમાણે તેનો મત માગવો જોઇએ, પુખ્ત વયે લગ્ન થવુ જોઇએ, અને કઢંગી રૂઢિયો કે જે સામ્પ્રતકાળને **હાનિ કરતા** હોય તે બદલવી જોઇએ, મારા આ વિચારમાનો એક પણ સ્વિકારવાની હઠીલા માબાપે જ્યારે સાફ ના પાડી, અને અમે કરીએ તે મુગે મ્હોએ કબુલ કરવુ પડશે" આવોજ ફેંસલો મળ્યો, ત્યારે આખર એક વિચારપર આવ્યો છુ

"ભાઈ! માબાપના, સગાં વહાલાના અને કહીએ તો સંસારના શબ્દોને અંગે રુઢિને આધિન હોય,જીવતા જીવનનો ભોગ તો જ્યારે આપવાનોજ હોય, તો પછી, તે કરતા ભોગ માત્ર મરવાનોજ આપવો એ બ્હેતર છે કેમ કે જીવતા ભોગ આપવામાં (જડરુઢિને માન આપી પરણવામા) ભાવિજીવનમા સારૂ સારૂ કરવાની અભિરૂચિ, અને અભિલાષાઓ જે હોય તેમા, એક આ ચરિત્રને ઝાંખો પાડનાર જે બનાવ બન્યો હોય. તે વચમા સ્ખલન રૂપ નીવડી શકે, અને તેથીજ આવી રૂઢિયોને માન નહિ આપતા, તે કોઇ પણ પ્રકારે બન્ધ થવાનો હજુ સંભવ પણ ન જણાતો હોય, તો તેથી મરવા રૂપ રૂઢિને ભોગ આપવો એમા કશુ ખોટુ ખરૂ ? લોકને જો આથી કાંઇ અસર થશે, તો મા'રૂ મરવુ સફળ થયુ ન ગણાય ? (મરતા મરતા એકાદ અસરકારક ફરજ અદા થાય તેથી, ) અને અસર કશીજ ન થાય, તૌ આ એક રૂઢિએજ ભોગ લીધો ગણીને કાં મન ન વાળવુ ! ભાઈ! **એમ. એ.** થઇ, મા'રો વિચાર પ્રોફેસર થઇ બનતાં, યત્ને વિદ્યાર્થીઓના અંતરદર્દ ટાળી એઓનામાં સારાં સારા બીજનો વિકાસ કરવાનો હતો, તેતો હવે આજ નષ્ટ થાય છે હવે તો તુ ડૉકટર હોઇ બાહ્યદર્દ ટાળે, તેના ભેગુ મા'રૂ હૃદય તા'રામા

---

સમાશે, તે શક્તિએ બનતી દવા માનસિક રોગીને પણ આપતો રહેજે. હું તો જન્મ્યો, અને પરણવાની તૈયારીમા મગ્ન પામુ છુ—મારા આત્માને અરીણ ઉપાડી જશે, સ્થુલ દેહ કદાચ દેગામના માર્ગમા પડ્યો હશે.

તારો હતો તે

**લલિત.**"

એ ત્રણ મિનિટમાજ રમણ પત્ર વાચી ગયો હશે, કેમકે પત્ર હાથમાં લીધા પછી થોડી વારમા એને એકદમ મુર્છા આવી ગઈ હતી, અને તેથી પાસેનો કમ્પેનિયન પણ ગભરાઈ ગયો ! એણે પેલો પત્ર વાચ્યો, અને વાચીને તે પણ ઘણો ગભરાયો, બીજા કેટલાક સ્ટુડન્સ પણ આવી પહોચ્યા, અને કોલાહલ મચ્યો કમ્પેનિયનોએ દેગામ, **લલિત**ના પિતાને તેડવા 'એપીઓ' મોકલ્યો, અને અહી બધા રમણની મુર્છા વાળવાના ઉપચારમા ગુથાયા

૩

"વાત્સલ્ય સ્નેહના વિશુદ્ધ સ્વરૂપથી અજાત માબાપ, તે વસ્તુત. માબાપ નથી એ યથાર્થ, ત્યારે માબાપનુ જે સન્તાન આવી વ્યાખ્ય સમજતુ હોય, એણે માબાપના હૃદયમા, પોતાની ઉડી સમજણનો સાત્વિક રસ રેડવા શક્ત ન હોવુ જોઇએ ? **લલિત** ! અરેરે ! **લલિત** ! અસલથી ચાલતી આવેલી રૂઢિને અથવા કન્યાની અછતને લીધે અન્ધ શ્રદ્ધાને તારા માબાપે માન આપવા માડ્યુ, તો તુ કે જે ભાવિ જીવનમા નવિનત્વ પ્રદિપ્ત કરવાના કોડ દર્શાવતો' તો—તે આ એક અસમજણા તારા આઘડ માબાપનાજ હૃદય કેમ ન પીગલાવી શક્યો ? અ હ હ હ ભલા ! આ સાહસ તે ખરૂ ખેડ્યુ છે ? આમ કરવામા તુ ચન્ડાળ તમોગુણને જરાએ અધિન થયો નથી ? અથવા તેમ નહિ તો અન્ધરૂઢિપર તો ગુસ્સો ખરોસ્તો ! પણ તેમ શા માટે કરવુ પડ્યુ ! ગુસ્સા શિવાય બીજી રીત્યે સુધારો ન હતો થઈ શકતો ?

"તુ શુ કરે ? એક વિદ્યાર્થી. સસારની ઉન્હી 'લુ' અને વિકટ વાવાઝોડાથી મુક્ત, એવા ખીલતા ફુલને વરસાદના ઝાપટાના અને એ ઝાપટાથી બચવાના અનુભવો શાના હોય જ—દોષ માબાપનોજ પુરો. બાકી વિદ્યાને માર્ગે (પ્રિવીયસ સુધી) વળેલાને વળી વચમાથી જ શા માટે સસારની ઝુસરી વ્હોરાવવી ! તોબાહ ! જુલમ ! ગુલાબના કોમલ ફુલપર કૂહાડનો ઘા ઘટે ! ઘટે !! લલિત ! તુ ગયો જ !–અને મને મુકી ને" રમણ રોઇ પડયો--છુટે મુખે રોવાઇ જવાયુ

પાછળ વિદિત થયા પ્રમાણે મુર્છાધીન થઇ પડેલો લલિત કેટલીકવારે શુદ્ધિમા આવેલો, અને બોલાવા ગયેલો "બેપીઓ" લલિતના પિતા સાથે બપોરની ટ્રેનમા પણ આવ્યા હતો, આ બન્ને ઉપરાત બીજા એ ત્રણ ત્યાના કમ્પેનિયન મળી બધા દેંગામને માર્ગે (ચાલતા—પગરસ્તે) વળ્યા—કેમકે લલિતનુ શવ (શબ) ત્યાથી લાધવાનુ હતુ.

રોકકળ કરતો લલિતનો પિતા, પેલા બેત્રણ કમ્પેનિયન સાથે સત્વર વાટ કાપતો'તો અને કેવળ અસ્વસ્થ સ્થિતિમા રમણ એકલોજ પાછળ ચાલ્યો જતો હતો

* * *

લગભગ રાતના સાડાદશનો સુમાર થયો હતો, સૃષ્ટિને, નિદ્રાના અકે પડવાની હવે થોડીજ વાર હતી, સઘળી દિશાઓ શાન્ત થતી'તી, થોડો થોડો તમરાનો, અને કદિ કદિ પવનનો જ રવ કર્ણગોચર થતો,' તો—અથવા શાન્તિના પડને ચીરનાર જો કોઇ પણ હોય તો તે એજ એ વખતે દેંગામને સિમાડે શાન્તગતિથી વહેતી નદી આગળથી કશુક ગીત ગવાતુ રમણ શ્રવણ કરવા લાગ્યો—જેમ જેમ તે આગળ વળતો'તો, તેમ તેમ ગીત તેના તરફ ધપતુ હોય એવુ એ અનુભવતો, અર્થાત્ ગવાતા ગીતનાજ માર્ગે એની ગતિ થતી'તી ત્યારે ગીત આ'વુ હતુ:—

---

(૧) હૈડા ! કેમ તું ધબકાર-કરતુ ઊછળે આવાર ?
થાવા શીઘ્રતમ ઉદ્ધાર કીધો આ સ્થળે સચાર
કાળાં માનવીના કર્મ, ખુચે જેહ ઉડા મર્મ,
તે થકી ઉજળુ શતવાર દિસે આ ઊંડુ અન્ધાર
જીવનમાં નિરાશા ઘોર રૂંધે માર્ગ મુજ સહુ કોર,
કાળી સરિત-ઉદરે રમ્ય નિરખુ માર્ગ એક અગમ્ય ”

*   *   *   *

વળી થોડીવાર પછી પાછો ધ્વનિ આવ્યો –

(૨) ઊંડી રજની દેવી શ્યામ ! માગુ તુજ હૃદય હુ વિરામ,
થાઉ તુજ શુ એકાકાર, માનુ એજ હુ ઉદ્ધાર ”

“ નહિ–નહિ. નદી માતાનેજ ખોળે પડુ”

“ હે ! !” રમણ ચમકયો, અને ઉતાવળો નદી તરફ દોડયો– દોડતા દોડતા થોડુ ક સભળાયુ —

(૩) ઓ મત્તચડ સમીરણો ! ઘુઘવાટ ખુબ કરો તમે,
ઊંડી રાત્રિને મથી નાખતા તમ ઘોર રવ મુજને ગમે,”

કેમકે પડતાં, થતો ધબકારો કોઇ સાભળેના.”

સબૂર ! બાલા ! હુ સાભળુ છુ , મનમાજ બોલતો રમણ હવે નદીતટે સજ્જ થઇ ઊભી રહેલી બાલિકાની લગભગ આવી પહોંચ્યો હતો ધ્વનિ ચાલૂજ–હતો—

૪ “ મેઘ ઓ ! તુજ પાડ માનુ , વ્યોમ તેં ઢાકી દીધુ ”

બાલિકા બીજુ ચરણ બોલેલી, તે એના રૂધાઇ ગયેલા કઠે ભેગું ગુગલાઇ જવાથી રમણ સાભળી શકેલો નહિ, પછીનુ ચરણ સ્પષ્ટ હતુ —

તારલા ઓ ! એકલો તુ ડોકિયુ શીદને કરે ?

“ હા દૈવ તૂ જ ” એકાદ ઉંડા નિશ્વાસ સાથે બાલિકા બોલી “એ

---

૫ "દયા ભીના જગપિતાની તૃષા છે સમીપ જાવાની;
નિરખુ માર્ગ આ સરિત જળમાં, જઈ પ્હોંચુ હુ આ પળમાં."

"સબુર—બાલા!" નદીમાં પડતાં રમણે પોતાના હાથ પાથરી એ'ને ઝીલી લીધી: લીલાએ નહિ, પણ લીલાના આત્મપ્રબળે રમણને એક વાકય કહયુ:—"માના ખોળામાં લાડ રમવા જતાં આડે આવ-નાર અપરિચિત આદમી કોણ છે તુ! સલામત મ'ને મુક્ત કર, નહિ તો આમજ મા'રૂ હમણા મોત થશે, ને તેનુ નિમિત્ત તા'રે માથે આવશે"

"શાન્ત! બ્હેન! યોગ્ય હશે, તો હુ પણ ત'મારો ભાઇ બનીશ—મા'રી ધર્મ ભગિની! ત'મારૂ આ પગલુ અનુકરણીય સાહસ ભર્યુ હશે તો હુ પણ ભાગ લઇશ, મા'રી ખાતર પાંચ મિનિટ થોભો, અને કહેશો—ત'મે કોણ?

પછી વિલે વદને ક ગાલ હાલત દર્શાવતી કરૂણાર્દ્ર હૃદયે લીલા બોલી —

"મુજ રાંકને ઉછેરનારી મા મૂકી ચાલી ગઇ!
હૈડે દબાવે, દઈ બચી એ તાત વિહોણી થઇ!
પડી પાલવે પીતરાઇના-જે વેચતા'તા જર લઈ!
એ ક્રુરતાથી દૂર થઈ, ધાર્યુ સમાવુ જળ મહી!

આટલુ બોલ્યા પછી રમણદ્વારા શો જવાબ મળે છે, એ સાભળતા પહેલાજ બેભાન સ્થિતિવત્ બની ગયેલી લીલાએ નદીના વહેતા પ્રવાહમા ભૂસ્કો માર્યો, અને ત્વરિતજ, વાત્સલ્યસ્નેહથી ભરેલી માડી—નદી, એ'ને પોતાના અ કમા લઇ, ઉપર પાણીનો પડદો નાખી આગળ ચાલી ગઇ વિસ્મિત ચિત્તે રમણ આ જોઇજ રહ્યો એ પ્રસ ગજ એવો સખેદાશ્ચર્ય ઉપજાવતો હતો કે તે વખતે રમણ કશુજ કરી શકયે ના:

૧-૨-૩-૪-૫ (નૃસિંહરાવ)

---

**લીલા**ને તણાતી જોઈ, **રમણ** દાઢીએ હાથ દઈ વિચાર કરતો હતો—આ **લીલા** કે જે **લલિત**ને લાયકજ—એ'ણે અવસાનકાળે ગાયેલા ગીતમાના ભાવ પરથી—લાગતી હતી, તે તણાઈ! સૃષ્ટિનુ સૌન્દર્ય વગર અનુભવ્યે વેડફાઇ ગયુ, અને તે માત્ર યુગલ વચ્ચેના પટતરથી, જડ રૂઢિથી ને માબાપની ઘેલછા ભરી નિષ્ઠુર હૃદયી રાજસી વત્સલતાથીજ! ઘટતી છુટ હત, અને વિક્રય ન હત, તો આ દંપતી દેવ જેવા ન બનત શુ! હા ... દેવા!"

આ વિચારને અ તે એજ નદીમાં **લલિત**નુ અર્ધદગ્ધ શવ (શબ) તણાતુ **રમણે** જોયુ, (અને એ વનરાજની સાથે થતી વીજળીએજ પ્રકાશ નાખીને બતાવેલુ) "**લીલા**ની વાસે આ મા'રો **લલિત**! એકજ માર્ગે વળેલા દિવ્ય દંપતી! દેવના દરબારમા મારા માટે સ્થાન..." દેવે **રમણ**નુ વાક્ય પુરૂ પણ ના કરાવ્યુ, અને એ'નો આત્મા આ દંપતીની સાથે પરમાત્માના નૂરમા મળી ગયો—અને તે'ની સાથે **રમણ**નો સ્થલ દેહ, જેમ કદળી ઢળી પડે એમ ઢળી પડતાં નદીએ એ'ને ઝીલી લીધો

(આ'વા અવનવા અકસ્માતથીજ કદાચ એનુ કોમલ પણ સ્નેહાળ અને માર્દવતા ભર્યુ—દયામય હૃદય ભાગી પડયુ હોય)

વાટમાથી મળેલા **લલિત**ના શવ (શબ) ને, એ'ના પિતાદ્વારા ઘેર અણાયલુ. અને દે'ગામના રીવાજ પ્રમાણે તે'ને અડધુ દહન કરી —બાકીનો શવ-ભાગ નદીમા ધકેલી દીધેલો તે **રમણ**ના જોવામા આવેલો:

પછી શુ! ત્રીપૂટીની મરણક્રીયાને અંગે અન્ધશ્રદ્ધા સૂચક ગાડરીઆ પ્રવાહે હાયપીટ કરી—અને અ'મે તો એ'મજ ઇચ્છીએ છીએ કે વિક્રય, જડરૂઢિ અને ન છાજતી મર્યાદાનાજ હવે સવેળા છાજીઆ લેવાવાં જોઇએ

---

સુંદર વાળ માટે અમારૂં પ્રખ્યાત વૈદક-
શાસ્ત્રીય અને સુગંધીદાર

## "લક્ષ્મી કેશ તેલ"

**વાપરો** તે મગજને ઠંડું રાખે છે, ખોડા વિ દૂર કરે છે વાળ મજબૂત બનાવે છે, વાળને ખરી જતા અટકાવે છે તથા તેમને સુંવાળા અને ચકચકીત રાખે છે



બનારસના ૧૯૦૫-૦૬ ના "ઇન્ડસ્ટ્રીયલ અને એગ્રીકલ્ચરલ એકઝીબીશન"મા સારા ગુણ માટે માન પામેલુ છે

ન્હાની શીશીના રૂ ૦ ૧૨
મ્હોટી શીશીના ૧ ૦
(તકતો તથા કાશકીવાળી પેટી સાથે) ૧ ૪

નિચે જણાવેલા સુગંધી દ્રવ્યો નીકલની ઢાકણવાળી શીશીમા, કાચની ઝીણી સરી સાથે, મખમલવાળી પેટીમા ગોઠવવામા આવ્યા છે

જેસ્માઇન, હીના, માલતી, ખસ, સુરંગી, મોગરા, બકુલ, દીલખુશ, કેવડા ગુલાબ, પારિજાતક વિ ની ત્રણ શીશીની પેટીના રૂ ૧ ૪ ૦ છ શીશીની પેટીના રૂ ૨-૬-૦ બાર શીશીની પેટીના રૂ ૪-૮-૦

ઉપરોક્ત સુગંધી દ્રવ્ય નીકલની પેટીમા અને મ્હોટી શીશીમા,ના રૂ ૧ ૪-૦

મળવાનુ સ્થાન — **ટી. એસ. નાથ અને કું૦**
મેડોસ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઈ

ઉપર લખેલો માલ મંગાવતી વખતે **'સુમનમાળા'**નો ઉલ્લેખ અવશ્ય કરશો

---

## સુમનમાળા નીચેના ઠેકાણેથી મળશે.

### મુંબઈ.

**માધવબાગ**—હિન્દ એજન્સી—બુકસેલર્સ.
" " અગ્નિહોત્રી, કાવળે—બુકસેલર્સ
**અબદુલ રહેમાન સ્ટ્રીટ**—એમ પી કાકુની કં
**પારસી બઝાર સ્ટ્રીટ, કોટ**—લક્ષ્મીદાસની કં—બુકસેલર્સ.
**કાલબાદેવી**—વસનજી પરમાનંદ—બુકસેલર્સ

### બહાર ગામ.

**અમદાવાદ**—સી એમ. ત્રિવેદી, ચાલ્લાસ્ટ્રીટ
ઇંદોર—ભીકાજી બળવંત વાઝુણે, કૃષ્ણપુરા
**સુરત**—શી જી જરીવાળા રૂવાળાનો ટેકરો.

---


Printed by G V Ratnaparkhi at the Lakshmi Art Printing Works,
Byculla, and published by H D Dave at 'Sumanmala' Office
Girgaon Back Road, for the proprietor

ગુજરાતી આના માળા.

# 'સુમનમાળા.'

## ચોથું 'સુમન'

ધનત્રયોદશીને દિવસે બહાર પડશે.



પ્રકટ થયેલાં સુમન જોયાથી કોઇ પણ વિચારશીલ
મનુષ્યને જણાયા વિના નહિ રહે કે આ
ઉત્તમ 'સુમન' ઘણીજ જૂજ કિંમતે
જનસમાજને મળે છે.

---

આ ગામી 'સુમન'માં પ્રખ્યાત થયેલા કીન્ડર ગાર્ટનીસ્ટ
તથા રસીલાં "નીલમ માણેક" નોવલેના કર્તા
સાક્ષર શ્રી ગો. ક. દેલવાડાકરની લખેલી વાર્તા

## "પ્રેમ—પ્રતિજ્ઞા"

આવશે.

લખો, 'સુમનમાળા' ઓફિસ,

ગિરગામ, મુંબઇ.